પદ્ય સાહિત્યમાં એક નવી શરૂઆત...

# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ

|| વર્ષ – ૨ || અંક – ૩ || સળંગ અંક – ૭ ||
|| • માર્ચ – ૨૦૧૭ • ||

—: સંપાદક :—

**સુલતાન સિંહ**




ફાસ્ટટ્રેક ઇન્ટરવ્યૂ

અનંત રાઠોડ

(અત્યારે - અમદાવાદ)






# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

|| વર્ષ – ૨ || અંક – ૩ || સળંગ અંક – ૭ ||
|| માર્ચ – ૨૦૧૭ ||

~ સંપાદક ~

**સુલતાન સિંહ**

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨
મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com/

*પદ્ય સાહિત્યનો માર્ગ રસપૂર્ણ જરૂર છે,*
*પણ સહજ દેખાય એટલો સરળ નથી...*
*~ સુલતાન સિંહ*

આ સામયિકના અત્યાર સુધીના અનુભવ અને જીવનમાં ક્યારેય ન સર્જેલા બંધારણ યુક્ત પદ્ય સર્જન સાથે આ પ્રકારનો અનુભવ મને મળ્યો છે. હું બંધારણ યુક્તતામાં માનવા છતા બંધારણ મુક્તતાના માર્ગ પર જ ચાલી શક્યો છું. કદાચ મારા માટે જેટલું અભિવ્યક્તિનું સામાન્ય શબ્દોમાં નિરૂપણ સહજ અને સરળ છે એટલું એને શાબ્દિક બંધારણમાં ઢાળી શકવું ક્યારેય સહજ રહ્યું નથી. એટલે જ હું ફરી એક વાર કહું છું કે પદ્ય સાહિત્યનો માર્ગ રસપૂર્ણ જરૂર છે પણ સહજ દેખાય એટલો સરળ નથી...

*હોય સીધો માર્ગ તો પણ લાગતું,*
*ચાલવું સઘળે સરળ હોતું નથી,*
*~ ભરત વિંઝુડા*

આ પંક્તિઓ દ્વારા કાવ્યની અસહજતા વાળી આ વાત વધુ સારી રીતે સમજી શકાય છે. ગુજરાતી તેમજ દરેક ભાષાના સાહિત્યમાં પદ્ય હમેશા પોતાનું આધવું મહત્વ શાબિત કરી શક્યું છે. અને એ એના પાછળ કરવામાં આવેલી પદ્યમાં સર્જન કરતા અસંખ્ય લોકોની અથાક મહેનતનું પરિણામ છે. સવાલ ક્યારેય એ નથી હોતો કે તમે કેટલું લખો છો પણ સવાલ મહત્વનો હમેશા એ હોય છે કે તમારું કેટલું લખાણ અન્ય લોકોને સ્પર્શી શકે છે. કાવ્ય પ્રકાર માટે ઘણા બંધારણો અને પ્રકારો શસ્ત્રબદ્ધ છે પણ છેવટે કાવ્યના મૂળમાં તો એનું કાવ્ય હોવું મૂળ સ્થાને જ છે. છંદમાં ઢળેલો દરેક શબ્દનો ગુચ્છ કાવ્ય નથી બની શકતો પણ ક્યારેક અસ્ત વ્યસ્ત અબંધારણીય ગોઠવાયેલા ભાવયુક્ત શબ્દોનો સમૂહ કાવ્ય બને છે. આમ એક ઉત્તમ કાવ્યના રસ્તે ચાલવાના ઉદ્દેશ્ય સાથે કાવ્યવિશ્વ સાથે જોડાયેલું કાવ્યગોષ્ઠી ઓનલાઈન સામયિક વધુ મજબુત રીતે આગળ વધવા તત્પર છે. જેમાં સામયિકમાં ભાગ લેનારા દરેક વાંચક અને સર્જકની હાજરી અનિવાર્ય રહેશે.

ગુજરાત અને ગુજરાતી સાહિત્યના દિગ્ગજ ગણાતા ચિનુ મોદી ‘ઈર્શાદ’ના ફાળાને સાહિત્યના રસિકો હમેશા યાદમાં મમળાવતા રહેશે. ઈર્શાદ સાહેબની કમી કદાચ લાંબો સમય સાહિત્યને સાલશે. છેલ્લે વાતને વિરામ આપતા પહેલા ઈર્શાદ યુગના અંતને કાવ્યગોષ્ઠી પરિવાર વતી ભાવભરી સ્મરણાંજલી.

**સુલતાન સિંહ ‘જીવન’**
[ સંપાદક / એડમીન ]

## સૌપ્રથમ કાવ્યગોષ્ઠી ઈ-સામયિકના વાચક વર્ગને પ્રણામ....

ગુજરાતી ભાષામાં પદ્ય સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારે સોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે પણ ઘણા પ્રયાસો થઈ રહ્યા છે જેમાં અત્યારે અમારું વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ટિ' નામથી એક પદ્ય સાહિત્યને લાગતું ગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકે છે.. વિસ્તૃત માહિતી મેળવવા માટે આપ નીચેના ‘Web Adress’ પર સંપર્ક કરી શકો છો.

Contacts :-
+૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com




## લાગણીઓનો તાર...........

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. ખાસ કરીને સામયિકના વાચકવર્ગના અમે દિલથી આભારી છીએ. અમારી ટીમ સદાય આંતરિક કે બાહ્ય સાથ સહકાર આપનાર ઉતમ સર્જકોની આભારી રહેશે.

કાવ્ય ગોષ્ટિ ટીમ.

# અનુક્રમણીકા



## વિશેષ :-

# સુલતાન સિંહ 'જીવન'

ક્યારેક તો મંદિરોને મસ્જિદો કોઈકને ખટકશે,
ત્યારે જ ધર્મ પાછળની આંધળી દોટ અટકશે,
ધર્મનું ચડેલું આંધળું જૂનુંન આ જે તબાહી કરે,
પણ ત્યારે જ એ અંધવિશ્વાસ શુળીએ લટકશે,
અલ્લાહ ઈશ્વરના ભેદી જવાબ ભલે લઈ બેઠા,
પાછા અસત્યની રાહેથી એ બહુ જલ્દી છટકશે
આ ધરતીનું દરેક તત્વ એકાકાર તો એટલું છે,
ઇચ્છસે જ્યારે આતમ, ત્યારે જ આંખ મટકશે,
કેમ નથી ડરતો આ યુગનો માણસ અહર્નિશ,
પ્રકૃતિ પણ થાકશે ત્યારે વિનશી કેર ઝટકશે,
ખુદા તું જ મારા ઈશ્વરને હવે તો મળાવી દેને,
પછી ક્યાં પાછો જીવ વારંવાર પ્રાણો પટકશે,



ઘરે જવું પડશે પર્સ ખાલી થયુ ને વાગ્યા નાઈન,
જલ્દી બોલને જાનું વીલ યુ બી માય વેલેન્ટાઈન,
ક્યારેય તો નથી રાખતી તું મારી જરાય કાળજી,
અને છતાં કરવા નાટકો પૂછે પાછું આર યુ ફાઈન,
ક્યાં સુધી તડપાવ્યા કરી મને આમ દૂર રાખીશ,
માની જા હવે અને આખર ભૂંસી નાખ આ લાઇન,
તારા વગરના જીવનમાં અહીં ઉડી ગયા છે રંગો,
અને આવીને કહે છે પાછું, બેબી ટુડે યુ આર શાઇન,
તારામારાના બંધનો ભૂલવા પડશે હવે આપણે,
હું થઇ ગયો છું બસ તારો, અને તું ઓન્લી માઇન,
રંગ રૂપ તારા એટલા સુંદર પણ નથી રહ્યા હવે,
લાગે છે જાણે આજ પીવાઈ ગઈ જરા વધુ વાઈન,
ઘરે જવું પડશે પર્સ ખાલી થયુ ને વાગ્યા નાઈન,
જલ્દી બોલને જાનું વીલ યુ બી માય વેલેન્ટાઈન,

આમ વારંવાર મળીને જેવી તેવી તું વાત ન કર,
પ્રેમ જેવું કાંઈ નથી તને તો ખોટી શરૂઆત ન કર,

ફાયદો આમ પણ નથી આજકાલ મળી લઈને,
એટલે કહું છું યાર હવે પછી કોઈ મુલાકાત ન કર,

એક તરફ તારી નાદાન હોવા અંગે રજુઆત છે,
પાછી મને કહે છે કે મારી વાતમાં વકીલાત ન કર,

નથી રહેવું હવે આપણે એકબીજાની સાથે વધુ,
હા, પ્રેમ તને પણ હતો એવી હવે કબૂલાત ન કર,

જ્યારે સમય આવી ગયો છે, હવે જુદા થવાનો,
તો લાગણીઓ દુભાયાની મુજથી વસુલાત ન કર,

જ્ઞાન ન. હોય ભલે તને સંસારે જીવવા મારવાનું,
નથી શીખવાનું જે તારે એને તું આત્મસાત ન કર,

હોયને જો નફરત તને સૂરજના આકરા તાપથી,
બપોરે રહી સૂર્યપ્રકાશ સામે છતાં દ્રષ્ટિપાત ન કર,

જીવનના રીત ભાત વિશેની જો કોઈ જાણ નથી,
તો મહેરબાની કરી, કોઈ વાતમાં ચંચુપાત ન કર,

જીવવું ને મરવું કોઈ એક શક્તિના હાથમાં ભલે,
ઈશ્વર અલ્લા, ઊંચ નિચના નામે નાતજાત ન કર,

એક તરફ તારી છુટા પાડવાની બધી યોજનાઓ,
હવે જીવવા માટે પ્રેમ શબ્દની તું જરૂરિયાત ન કર,

કેમ છોડું, શા માટે રહુ, પ્રેમ છે તો વિશ્વાસ કેમ કરૂં,
સાવ ભાન વગર સવાલો આમ વાહિયાત ન કર,

જીવવાની ઝંખનાઓને તું લઈને દિલમાં હજાર,
પ્રેમના સંબંધોમાં વિશ્વાસ સાથે આપઘાત ન કર,

આમ વારંવાર મળવાની હવે તું કરામત ન કર,
પ્રેમ જેવું કાંઈ નથી તને તો ખોટી શરૂઆત ન કર,

# ચિંતન મહેતા 'અલાપ'

ક્યાં કશું ફરિયાદ જેવું છે બકા ?
માર્ચમાં વરસાદ જેવું છે બકા !!
તું મને હંમેશ બોલાવ્યા કરે,
આવવું અપવાદ જેવું છે બકા.
આપણું હોવું હવાની ડાળખી,
ઝાડવું જલ્લાદ જેવું છે બકા.
મૌન માદળિયું ગળે લટકાવજે -,
શબ્દમાં વિખવાદ જેવું છે બકા.
આમ તો બોલે નહીં *આલાપજી*,
ટેરવું ઉસ્તાદ જેવું છે બકા.

એક જણ અંદરથી આખો તૂટવા તૈયાર છે,
તું કહે તો જાતમાંથી છૂટવા તૈયાર છે.

એકડો તો આવડે છે પણ, શરૂ ક્યાંથી કરે ?
તું કરી દે શ્રી સવા તો ઘૂંટવા તૈયાર છે
.
કાચ માફક જીવવાનું હોય તો કાઠું પડે,
જે સ્વભાવે સાફ છે એ ફૂટવા તૈયાર છે.

હું નિયતને સાફ રાખું તો ય એ શંકા કરે,
ફૂલ.શો સંબંધ છે ને ચૂંટવા તૈયાર છે-

બારણું અભિમાન રાખે તો કહો છે "આલાપ" :,
ભીંત સાથે રોજ માથા ફૂટવા તૈયાર છે.

અમથે અમથું પગને કાં પંપાળ્યા કરશું ?
અમને સાલું એમ હતું કે ચાલ્યા કરશું.

રસ્તામાંથી રસ્તો, રસ્તે મબલખ ફાંટા,
રસ્તાનો પણ રસ્તો કાઢી મ્હાલ્યા કરશું.

મૂંઝાશે મન મ્હેંકી મ્હેંકી ત્યારે ખરશું,
હાલ અમે તો ફૂલ્યા કરશું.ફાલ્યા કરશું -

છો ને ઈશ્વર લાંબું લાંબું પેપર કાઢે,
ખાલીજગ્યા ભરશું .પ્રશ્નો ટાળ્યા કરશું -

પીંડે પીંડે તું યે જૂદો હું યે જૂદો -,
જૂદા.જૂદા ક્યાં સુધી મન વાળ્યા કરશું-

પીડાનાં પચરંગી વાઘા પ્હેરી ભીંતે-
ચિતરેલા દરવાજે મન ટીંગાળ્યા કરશું.

જીવને સાલી ગરમી હાડોહાડ ચડી છે,
ભીતરની ભઠ્ઠીમાં .ઓગાળ્યા કરશું "હું"

# સાકેત દવે 'સર'

આવી ક્યારેક,
જીવનના
આ ક્રમિક પ્રકરણો વચ્ચે,
તું કોઈ એવા બહાને મળે...
જેમ,
સાતમાં
રંગીન પૃષ્ઠનું અનુસંધાન
છત્રીસમાં
શ્વેત...શ્યામ પાને મળે-



લાગણીહીન સાવ પથ્થર નથી હોતા.
હૈયા કેટલાક એમ નક્કર નથી હોતા.

ભળ્યા છો તમે એમ મુજ શ્વાસ સાથે,
જળનો સંબંધ જાણે ભીનાશ સાથે.

સુગંધ પ્રસ્વેદની બહુ મજાની છે દોસ્ત,
બધાની પાસે કંઈ અત્તર નથી હોતા.

આંગણનું છોડવું, જો કેવું વધે છે,
નક્કી કો.લેણદેણ આકાશ સાથે '

રહેવા દેને લાગણીની વહેંચણી હવે,
લેનાર બધાં એવાં સધ્ધર નથી હોતા.

પસંદગી છોડી મેં તારી પર એવી,
અશ્રુ ધરું છું.હું ઉલ્લાસ સાથે ...

ક્યાં સુધી તું જાતને, આમ છેતર્યા કરે,
કર્મથી બચે એવા બખ્તર નથી હોતા

.

પકડ્યો છે હાથ મેં, કેવો આયાસનો,
સગપણ છે તોયે .સાથે 'અનાયાસ'

આવ, હૃદયે ડૂબકી લઈ જોઈ લે જરા,
બધે ય આવા રમ્ય મંજર નથી હોતા.

# રેખા સોલંકી 'તૃષ્ણા'



આ જીવતરને તો ઝૂરાપોને પાનખરજ મળી હતી અનહદ,,,,
આવ્યાથી તારા જીવનમાં થયાં મારા વસંતના આગમન!!.

હૃદયના બાગમાં ખીલી ઉઠ્યા ફૂલ ગુલાબી ,,,,
ભીતરનાં સંવેદનો જાગી ઉઠ્યાં રૂવાંડે રૂવાડે!!.

મુગ્ધ પ્રેયસી બની વાટ નીરખ્યા કરું,,,,
મનોમન સ્મરણમાં તને આલિંગન અર્પ્યા કરું!!.

તું છે મારા હૈંયાની શીતળ ચાંદની ,,,
અંધારી રાત્રે પણ તારા ચહેરાની ઉજ્જવલતા નીરખ્યા કરું!!.

किया हैं अगर ईश्क तो यार मेरे निँभा तो सहीं
पक्की हैं अगर दुश्मनी तो खंजर दिखा तो सहीं

पुकारा मैने तो हर मोड पर ए मेरे खुदा तुझे
हैं अगर तुं मौजुदा तो एक बार नजर आ तो सहीं

सुना हैं बहोत गहरा अतल होता हैं समंदर ईश्कका
यकीं रख डूबने नहीं देंगे तुझे एक बार गोता लगा तो सहीं

कहीं सुनी पर क्या यकीन करना एसा जमाना कहेता हैं
अरे तो तुं खुद भी आकर कभी हमें आजमाँ तो सहीं!..

देख ले आज अहले करम वफा भी खाकसार की
मिल गये राखमें तेरी जुस्तझु लेकर
नयी कोई उम्मीदका नन्हा पौंधा लगा तो सहीं!..

વીતી ગયેલી
ભારે ભરખમ
"સાંજ"
પછી
ઉગવા મથતી
"સવારની"
એક ઉજ્જવલ
"પળ"
"પુષ્પની"
પાંદડીએ પાંદડીએ
"ઝાકળ"
બની થઈ ઝળહળ

# ભરત દરજી 'આભાસ'

રાત મારી આખી એમજ બળતી રહી,
વેદના એકધારી મને તારી મળતી રહી.

મહેલનાં દિવાઓ બુઝાઈ ગયા બધા,
ફુટપાથ પર ફકીરી ઝળહળતી રહી.

જવાબની રાહમાં જિંદગી ગુજારી નાખીને,
તારી આંખો રોજ રોજ મને છળતી રહી.

આશ રાખીને બેઠા હતા જેના પર ને,
આંખ એની છબી પર ધીમે ગળતી રહી

હતી ઉમ્મીદ જેના ઉપર જીવનની,
મારી આશા એના બારણેથી વળતી રહી.

હજી વેદનાનો વાસ છે મારી અંદર ઘણો,
તારી જ ઈચ્છાઓ જીવનભર ફળતી રહી.

"આભાસઈચ્છા હતી જેના ચરણે મોતની ",
ન જાણે કેમ તે હજી સુધી સળવળતી રહી?



આપણે ક્યા આપણેને માણીએ?
રોજ બીજાના સુખોને માપીએ.

છોડ ને આ ભેદભાવો નાહકનાં,
ચાલ દિલથી એકબીજા ચાહીએ.

બ્હારનો વૈભવ જવા દે ખાડામાં,
ચાલ ભીતરની જ વાતો જાણીએ.

જાય છે ચોરી વાતમાં દિલની વાતો,
લાગણીઓની તિજોરી રાખીએ.

રાત આ 'આભાસ' કનડે છે કાયમ,
મોતની મીઠી એ નીંદર તાણીએ.

# ગૌતમ પરમાર 'સર્જક'

મોતને ભેટી ગળે મળવું પડ્યું.
રાખ બનવા કેટલું બળવું પડ્યું!

હોત મારો સૂર્ય પણ મધ્યાહ્નને;
સાંજ પહેલા ક્ષિતિજે ઢળવું પડ્યું.

આ શીલા માફક હું થઈ શકતો હતો;
પાણી બનવા મારે પીગળવું પડ્યું.

વ્હાલું આ અસ્તિત્વ મારું પણ હતું;
ભેટવા સાગર તરફ વળવું પડ્યું.

હોંશિયારી દુનિયાભરની હતી;
જાતને સર્જક જરા છળવું પડ્યું.

બાકી છે કેટલા આ,આધાર તું ગણી લે.
કોનો હવે મળે છે, સહકાર તું ગણી લે.

એ ઝાંઝવા રણે પણ,ભીંજાઉં તરબતર હું,
યાદોની છે નયનમાં, જલધાર તું ગણી લે.

હૈયું હવે રડે છે, આંખો હવે હસે છે,
છે લાગણીના કેવા,વહેવાર તું ગણી લે.

થઇ મૌન હું લડું છું, આ યુદ્ધ લાગણીનું,
છે મ્યાનમાં મુકેલી, તલવાર તું ગણી લે.

ઉભરી આ દર્દ આવ્યું, પલકોનાં એ કિનારે,
સર્જક ગયો ડૂબી ત્યાં,મઝધાર તું ગણી લે.

એ હવે આ વાતમાં પડતા નથી.
નિંદમાં પણ સ્વપ્નને રળતા નથી.

ખાય છે ચાડી હવે આ ઓશિકા,
આંખમાં અશ્કો વડે રડતા નથી.

થાય છે આભાષ કેવો આંખને,
ક્ષિતિજે પણ હું ને તું મળતા નથી.

ઋતુ બદલાશે વિરહની કઈ રીતે,
પાનખરના ફૂલ તો ખરતા નથી.

છોડ તારા પ્રેમનું તાવીજ આ,
યાદને તો કોઈ ગ્રહ નડતા નથી.

દર્દ કેરા મોક્ષની લાલચ હતી,
મોત એવી કે હવે મરતા નથી.

સાંજ લઇ આવે છે ક્યાં તને "સર્જક",
યાદના જ્યાં સૂર્ય પણ ઢળતા નથી.

# શીતલ ગઢવી 'શગ'

જ્યાં સ્વપ્ન મૂક્યા પાકવા એ ઝાડ હું શોધી લઉં.
જ્યાં થાક લાગે થાકવા એ ઝાડ હું શોધી લઉં.
તૂટી, ફુટી, અફળાઈ ને વેરાન થઇ છે જિંદગી,
જ્યાં પ્રેમ પામું ચાખવા એ ઝાડ હું શોધી લઉં.
મારી લગોલગ નેક ઘટના રોજ રુંધે છે શ્વસન,
જ્યાં શ્વાસ ઈચ્છે જાગવા એ ઝાડ હું શોધી લઉં.
ટેબલ થઈ છે લાગણી, નિર્જીવતા છે જાગતી,
જ્યાં સ્વર મળે આલાપવા એ ઝાડ હું શોધી લ



પ્રકૃતિના પેટાળેથી ઉગ્યા છે પાટિયા,
"ટર્મસ એન્ડ કન્ડિશન અપ્લાય".
આપી આપીને મારા તૂટ્યા છે ટાંટિયા,
"નાઉ આઈ એમ ગોઇંગ ટુ ડ્રાય".

સૂકી ધરતીને હરીયાળી કરી,
સૌની ઈચ્છાઓ મેં શિરે ધરી,
મારી છાતી પર તેં કૂટયાં છે છાજિયા,
"ફાઇનલી લોસ્ટ માય લવ સપ્લાય".

ધીરેથી સુકાયા ઝાકળ લુછ્યા,
પુષ્પોના અહંકારો રોજે ગૂંથ્યા,
તારા વચનોના શબ્દો થયા છે વાંઝિયા,
"ગો અવે".નો મોર ટ્રાય..

માહ્યલી વ્યથાનો ખજાનો
માણસ માટે રહ્યો મજાનો
લ્યો, ઉઠાવો મારા મૂક્યા છે તાજિયા,
"સાઈડ પ્લીઝ લેટ મી ડાય".

કરતા ગયા બાદબાકી.
અંતે વધી દાદ બાકી.

છૂટો પડ્યો છોડ મૂળે,
ભીતર રહ્યા નાદ બાકી.

આશા દબાઈ હૃદયમાં,
છે તાપ વરસાદ બાકી.

હોડી ઉભી રાહ જોતી,
આશિષ સમા પાદ બાકી.

બે શબ્દ માટે સુકું રણ,
ડમરી ઉઠી યાદ બાકી.

# હિતેશ આર. પટેલ 'સાવન'

જીવન શુન્યકાળે શુન્યમાં આકાર આપવાનું
પ્રાધાન્ય વિસ્તારે ઝાલવાં પ્રતિસાદ આપવાનું
અવકાશી મનને કેકાણે પાડવાતો આંટાફેરા
વૈવિધ્યસભર રાખવાં સદાચાર આપવાનું
બહાર આકાશ ચૂમવાનો હૈયાફાટ રડતા રડી
નવયુગ આયુષ્ય નું માનવે ઝાકાર આપવાનું
"બનાવ્યો મનુષ્ય બનાવ્યો વિકરાળ કંકાશ માં
હંફાવતા પહેલાતો એમાં જ હંકાર આપવાનું"
વિભીત ચેનાચાળા બેજાનલક્ષી ઘનચકકરતા
તોડવાને આશપાથરવાને હાથ આપવાનું
ધૂનમાં ને ધૂનમાં ધૂળમાં યે આળોટાયુ
શરીર રગને પણ ગગને ચીતારતો આપવાનું
કોઈ શું કહે છે ? કોઈ શું ચાહે છે આપણા માટે ?
ખૂદની શૂન્યતાને આથવી સંગાથ રાખવાનું



તારાં નામની એવી સાંજ મળે મને
નખરાં વિનાની એવી સાંજ મળે મને
ઢળે જીવન ઢળે સાંજની ઉપમા કેવી
તારાં નામની એવી સાંજ મળે મને
રમતી દિલ્લગી ગમતી ચાહતમાં એ
તારા પવનની એવી સાંજ મળે મને
નદી કિનારી યા બાગની ફોરમ રૂડી
તારાં નીખરની એવી સાંજ મળે મને
હું નથી સુહાગ, સદા સુહાગન દેણ
તારા આભની એવી સાંજ મળે મને
હલકી હલકી નોબતના જો અવતરે
તારાં મિલનની એવી સાંજ મળે મને

કોણ કોને બદનામ કરે
હૈયાની હામ ભારે જામ પર જામ ભરે
કોણ કોને બદનામ કરે?
એલાન કરે ખુદની શાન દુભાવે
હૈયાની ચાહના પર જઠાણા ભરે
આહવાન આવે સાથ આપે
દોસ્તની મુહબ્બત કાયમ તરે
હૈયાની શાંતિ પર પથ્થર શાના મારે
ન તારે લેવા ન મારે દેવા રોફ કરે !
રામ જાણે રહીમ જાણે
કોણ કોને બદનામ કરે? બેનામ કરે
કોણ કોને નિરાંત કરે ?
પ્રેમનો અંધાર કરે !
કોણ કોને બદનામ કરે ?
હૈયાની હુંફ જ લિલામ કરે !

# દીપક સોલંકી 'રઈશ'




અલગારી થઇ આતમ વડે ઉભા છે એ વીર
ભારતમાતાની રક્ષા માટે ઉભા છે એ વીર

અણધારી ઘડી આવે તોય ઉભા રહે
તોય ટચ ન મચ ઉભા છે એ વીર

છે કોઈ સંતાન તો કોઈ છે પિતા
યાદો નિરંતર લઈ ઉભા છે એ વીર

દુશ્મનોનું ગળું કાપી ના થાઈ રાજી
કફન પહેરી સલામ દઈ ઉભા છે એ વીર

ભારતમાતને વંદન છે આ પુત્રો પર
સાચો ભગવાન એજ છે એ ઉભા છે એ વીર

દેશની આવી હાલત જોઈ,આજ રડે છે વીર જવાન
અંદરખાને દેશ બળે છે,આજ રડે છે વીર જવાન
આજ રડે છે વીર જવાન
અમે હવે શું કરીયે,કરે છે લોકો દેશનું અપમાન
લોકો ખોટી બુમો પાડે, મારો દેશ મહાન
આજ રડે છે વીર જવાન
ભારત મારો દેશ છે,બધા ભારતીય મારા ભાઈ બેન
લાજ લૂંટે છે ભરબજારે સ્ત્રીની,કોણ કહે છે મહાન
આજ રડે છે વીર જવાન
રૂપિયે રૂપિયે દેશ ચાલે છે,ખેડૂતો કરે છે આપઘાત
સીમા રેખાએ ઉભા છે વીર,બસ એજ છે મહાન
આજ રડે છે વીર જવાન
ઘરબાર છોડી ચાલ્યા છે,દેશની રક્ષા એ વીર જવાન
અંદર ખાને દેશ બળે છે,આજે રડે છે વીર જવાન
આજ રડે છે વીર જવાન

બંધ ઓરડામાં
પુરેલા એક માણસ જેવી
છે આ જિંદગી
લોકોને
જોવું તો છે
પણ અંધશ્રધ્ધાની દીવાલો
નડે છે

# પ્રીતિ ભટ્ટ 'પ્રીત'

બાળપણ મારું ગોતું
અલ્લડ શેરીઓમાં
સાથી સંગે ચીસો પાડતા
સખી સંગાથે ધકકા મુક્કી કરતા
નિશાળે જતાં
પાટી, પેન સાથે રમતા
ચકીના પાણી કુંડા ભરતા
ભાઇના હાથે એકડો ઘુંટી
ટીચર પાસે વેરીગુડ સીખી
જોર જોર સંભળાવી દેતા
યુની ફોર્મ બૂટ ટાઇ પહેરી
આઇ કાર્ડ ખભે ભેળવી
લંચ બોક્ષમાં લાવેલાં
વેફર બિસ્કીટ ખાતા
ઓહહહહ
સપનાની ટુટી તંદ્રાએ
તેડાગરનો  નાદ સાંભળી
મમ્મી જલ્દી ટીફીન ભરીદો
અશ્રુ મિશ્રીત સ્મિત લાવી
બાય કેતા
સાડી પાલવે યાદો સુતાડી
ફરી સપનામાં સરી જતાં

આ મુખ મંડળના ચળકાટની શું વાત કરું?
કોકિલતારા ગણગણાટની શું વાત કરું !?
ઝરી રહ્યાં છે વેદનાના નીર તણા ખોબા,
ભરાય શી રીતે? ઘુંઘવાટની શું વાત કરું?
મંદ મંદ ઢળી રહ્યું છે આજ તિમિર,
પવન કેરા વહેતા સુંસવાટની શું વાત કરૂં?
મનના છીપલાને શંખ જડે છે કાંઠા પર,
આતમ કેરા આ થનગનાટની શું વાત કરું?
યૌવનના તારા રસપાનની લખું કહાણી,
કિંન્તુ ગીતગઝલના પમરાટની શું વાત કરૂં?

શબ્દોનો જ અર્થ કર્યો ખોટો તમે,
એટલે સાથ છુંટતા જોયો તમે.
શરમનો પડદો કરો જરા પ્રથમ,
પછી એકબીજાને જોજો તમે.
મારા બોલ મીઠા લાગશે કોક દિ',
અંતર મનની બારી ખોલો તમે.
સંબંધ પણ વેચાય છે જોને બજારે.
બોલી સૌથી ઉંચી બોલો તમે.
ઘર ઘરમાં બન્યાં મોટા પિંજર,
પંખીનો કયાં જોશો માળો તમે.

# સંગી અખિલ 'અખો'



મોહન

મળે જો મોહન તો મારેય મનાવવો છે.
ગોકુળ નહિ તો મારે ગામે બોલીવવો છે.
બંસીના સુર છેડી ગોપીયુને ભેળી કરવી છે.
મળે જો મોહન તો...
દ્વારકા જઇને દ્વારકાધિશ રણછોડને રાજી કરવો છે.
રુકમણીના રિસામણા મોહનથી મનામણા કરાવવા છે.
મળે જો મોહન તો...
કુરુક્ષેત્રે રથ હકારવા સારથી શ્યામને બનાવવો છે.
ફરીવાર ચિર પુરવા ભરી સંભામાં ક્રિષ્ણને બોલાવવો છે.
મળે જો મોહન તો...
મારેય મારી કુંવરબાઇનું મામેરુ લેવરાવવું છે.
નરસિંહ મહેતા બનીને ભજનનો .ગવરાવવો છે "મહિમા"
મળે જો મોહન તો...
ગાયો ગામ છોડીને જાય છે મળે ગોપાલ તો પાછી હકારાવવી છે.
વનરાવનમાં પુનમની રઢિયાળી રાતે કાનથી રાસ રચાવવો છે.
મળે જો મોહન તો...
પ્રીતમાં ચારેય તરફથી ઝેર મોકલે છે પીવા બોલાવવો છે.
વહે રક્ત તો સાડી ફાડી મારેય પાડો બાધવો છે.
મળે જો મોહન તો...

પ્રેમ શું છે....?

સમજો તો આંખમાં છલકાતો સંમદર છે.
કોઇની યાદમાં વરસ્તો શ્રાવણ.ભાદરવો છે-
રદયમાં ધુંધવાતો રતનાગર સાગર છે.
જીવનમાં લેવાતી અનિયમિત પરીક્ષાનો સમય છે.
વિચારો તો વ્યાહવારમાં વપરાતો ભાવ છે.
એક રદયથી બીજા રદય સુધી પહોચવાનો રસ્તો છે.
માનો તો .નો મોટો ખજાનો છે"મહિમા"



# સહિયારું પદ્ય સર્જન

સુત્રધાર ~ વૈદેહી ત્રિવેદી

આ ઉલા અને મિસરો સમજાવ મને,
આ છંદ અને લય સમજાવ મને ~ વૈદેહી_અનામિકા

છંદ, લય, તાલ મળશે? સમજાવ મને,
ગઝલમાં એ પ્રાણ પૂરશે? સમજાવ મને. ~ રેખા સોલંકી 'તૃષ્ણા'

આ ગુજરાતી અને હિન્દી સમજાવ મને,
આ અથડાતી ભટકાતી ભાષા સમજાવ મને, ~ સુલતાન સિંહ ' જીવન'

અલગ અલગ છે ભાષા દુનિયામાં
પણ નવી પેઢીની રીતભાત સમજાવ મને ~ હિરેન સોરઠિયા

તારી નિરાળી પ્રેમની રીત સમજાવ મને,
તારું મૃગતૃષ્ણા પાછળ દોડવું સમજાવ મને ~ રૂપાલી ચોકસી "યશવી"

મને તો રદીફ,કાફિયા ફાવે નહિ હવે ગઝલમાં
તું મને બસ,તારી લાગણીની ભાષા સમજાવ મને, ~ રૂપાલી ચોકસી "યશવી"

વખત આવ્યો છે હવે તો બોલ ચુપ છે કેમ
તારા શબ્દોની શક્તિ તુ હવે સમજાવ મને ~ જાગૃતિ રામાનુજ

ભર્યાં છે મોઢામાં મગ, મૌન તોડ હવે,
લાગણી મારી ઘવાય છે કેમ? સમજાવ મને. ~ રેખા સોલંકી (તૃષ્ણા)

છંદ, લય અને તાલ બધું જાળવ્યું મેં,
પ્રેમ ગઝલ છતાં કેમ ન બની? સમજાવ મને , ~આલોકચદ્દ

>

બની ભ્રમર ભિન્ન પુષ્પો રૂપી જીવન રસ ચાખ્યા મેં,
બસ આ પ્રેમ ફૂલ ક્યાં ખીલે એ સમજાવ મને. ~ જતીન પંચાલ.

પ્રેમ પણ એવો છે મારો, નહીં ભૂલું
એકવાર તૂટ્યું છે દિલ ને તું સમજાવ મને ~ દિપક સોલંકી "રહીશ"

ના સમજ તો હું ભલેને રહ્યો નથી
તે છતાં આવીને સમજાવો મને ~ ગૌતમ પરમાર "સર્જક"

આ માં નો અનોખો પ્રેમ સમજાવ મને....
આ પત્ની નો અનોખો ત્યાગ સમજાવ મને.... ~ નિશાંત ગોર "નિર્ઝર"

તું જ મારી ગઝલ તું જ મારી કવિતા
તારા જીવનમાં નવો છંદ કયારે આવ્યો સમજાવ મને ~ હિરેન સોરઠિયા

# ચિત્રપરથી પદ્ય સર્જન

સુત્રધાર ~ રેખા સોલંકી 'તૃષ્ણા'

હે ઈશ્વર
અંતરયામી આત્મા તું
આભારી છું તારી હું
આપ્યો તે મને માનવ અવતાર,
નરી આંખથી પણ ના દેખાતો તું..
શોધું તને હું મારી મોટી આંખોથી
તો પણ આત્માની આંખથી જોવ છૂ તને
કઠપૂતળી છું તારા હાથની
હર દોરી છે તારા હાથમાં
નાચ નચાવે અવનવા તું,
મને તો દેખાયો એક હાથ જ તારો...
પણ, સાંભળને તું મારી વાત
સ્થિર થા તું જરા વાર
તરત બોલ્યો તું કે સ્થિર જ છુંહું ...
બસ તું થોડી સ્થિરતા રાખ
એ જ તો કહું છું તને
મારી સ્થિરતા રાખી છે મેં કાયમ
તારા દેખાતા હાથમાં જો
તારા પાંચ આંગળા માં..
મારી દોરી સાથે જીવું છું હું
અંગૂઠામાં છે લાગણીઓ અનહદ...
જે લાગણીઓ વરસાવું હર પલ
તર્જની માં છે મારું મન મરકટ
અહીં તહીં દોડવા મથે સતત...
પણ, પકડી છે કસીને લગામ મનની
મધ્યમાં છે વિશાળ દરિયો પ્રેમ નો
રહે વહેતો અવિરત પ્રેમ મારો
અનામિકામાં છે નાનું તો પણ આકાશ જેવડું દિલ
રાખું છું આગળ હંમેશ એને..
ધબકતું રહે છે શ્વાસ સાથે
કનિષ્ઠાએ ભરી છે ભરપૂર શ્રધ્ધા...
વિશ્વાસની વાતો કરતું હર કોઈ આજ અહીંયા..
શ્રધ્ધા તો કરે છે ભાગ્યે જ કોઈ...
શ્રધ્ધા નો દિપક જલતો રહે છે કાયમ મારા માં
શ્રધ્ધા જો હોઈ સંપૂર્ણ...
તો જ કરવા દે છે તું તારા માં વાસ
કહું છું એટલે જ હુંઆત્મશ્રદ્ધાથી...
ચાલતી રહું પલ પલ તારી પકડેલ દોરી સાથે
મન હશે જો મારુ સ્થિર
સાંભળશે દિલ એ શાંતિથી...
દિલ પૂછશે આત્મા ને
આત્મા કહેશે લાગણી છે ?
લાગણી હશે તો પ્રેમ પણ હશે....
અને જ્યાં પ્રેમ છે
ત્યાં રહું છું કાયમ સ્થિર
દોરી તારી અડગ રાખીશ
જો આવું તું આચરણ કરે...
બહુ બધી છે દોરીઓ
પણ જો સાચવી જાણે આ પાંચ દોરી...
થાય એ પરમેશ્વર....

~ *જાગૃતિ રામાનુજ*



તારી હવે, જરૂર પડી તાતી છે
સમયની દોરમાં, પડી દાંતી છે
પવન પડી ગયો ભલેને અહીં,
શ્વાસની આવજા, ઝંઝાવાતી છે
તડકાએ આંખથી ઈશારો કર્યો,
હવાના અધરે, તાળું ખંભાતી છે
પંખી ઉડી ગયું ઘવાઈને જ્યારથી,
જીવું છું ને સતત હાંફતી છાતી છે.

~ સાકેત દવે

કઠપૂતળી થૈં, જીવવાનું
નાચ નચાવે ઉપરવાળો.
હસાવે, રડાવે, ખુશી આપે
પળે, સંકેલી લે દોરી એની.

~ રેખા સોલંકી 'તૃષ્ણા'

ક્યાંક સંબંધો ક્યાંક પ્રબંધો
માણસ થઈને રેલાયો છું,
લાશોના ઢગલાઓ કરતા
ભૂકંપોમાં અટવાયો છું.
ક્યાંક સબંધો....

તું તો કેવો કારીગરને
તું તો સાચો લેખક
તારા એ મનોરંજન માટે,
હું નાયક થઈ ઘવાયો છું.
ક્યાંક સબંધો....

શબ્દ શબ્દ તે ચેકી નાખ્યા,
ને ચેકી બેઠો માણસ,
તારી કથાને રોચક કરતા
પ્રત્યેક વળાંકે પીડાયો છું
ક્યાંક સબંધો....

કહેવામાં તો કતપુતળી હું
કરું ઈશારે  તા તા થૈ યા,
પાત્ર, પાત્ર હશે તારા માટે,
હું લાગણીયોથી ટેવાયો છું.
ક્યાંક સબંધો.......

~ હાર્દ

# શબ્દ સર્જન

~ ઉર્વીશ સવાની

એ તો એમ છે

માનેના મન મારું કે આ પ્રેમ છે કે મારો વ્હેમ છે,
લજ્જાથી હું શરમાય નયન ઝૂકાવીને પૂછું કેમ છે.
માનેના મન મારું કે આ પ્રેમ છે કે મારો વ્હેમ છે....
મુજ ગાલોમાં લાલી ખીલી એનું કારણ તો સમજાવો,
વસંત ખીલે એમ ખીલું છું તો કોઈ આવી મુજને સજાવો.
મારી આંખે ઉગતાં સપના , શું એ શમણાઓ જ પ્રેમ છે?,
માનેના મન મારું કે આ પ્રેમ છે કે મારો વ્હેમ છે....
એ વિચારથી મારા તનમાં મનમાં આવ્યો યૌવન ઉઠાવ,
બની પ્રેમિકા આજ એના હૈયે વેલ બની હું વીંટાવ.
રણમાં ખીલ્યાં સમણાંઓ જો ઉર્મિઓ આજેય હેમ ખેમ છે.
માનેના મન મારું કે આ પ્રેમ છે કે મારો વ્હેમ છે....

~ તૃપ્તિ ત્રિવેદી "તૃપ્ત"

આઇ લવ યુ
એને સૌ કહે પ્રેમ
શું એ જ પ્રેમ?

~ ઉર્વીશ કે સવાણી "શીવ"

પ્રેમ કેમ સૌથી વધુ ચર્ચાઈ છે.
ટી. વીની સિરિયલો ના પ્રતાપે,
તે જ સૌથી વધુ વાગોળાય છે.
તેથી જ લોકો પ્રેમ,
શબ્દને સસ્તો સમજે છે
જ્યારે પ્રેમ તો સૌંદર્ય ની વ્યાખ્યા સમો
શુદ્ધ અને પવિત્ર શબ્દ છે.
પણ ખરો પ્રેમ કેવો હોય શું એ તમને ખબર છે?
તો ચાલો પ્રેમની પવિત્રતા જાણીએ.
ભરબપોરે બળબળતા તડકામાં
છાયો બની ઝાડનો જે ઉભો રહી જાય છે.
તે છે પ્રેમ.
સમી સાંજના સૂમસામ એકાંતમાં
સાથ હોય સતત કોઈનો એવું જ્યારે વર્તાય છે
તે છે પ્રેમ.
સવારના સોનેરી અજવાશમાં
સૂર્યકિરણ બની હોય જે પાસમાં
તે છે પ્રેમ.
બેગના કોઈ ખાલી ખૂણામાં
સચવાય છે એ વર્ષો સુધી
છતાંય બેગની બહાર આવી નથી ડોકાતો
તે છે પ્રેમ...

~ આકાંક્ષા ચૌહાણ "પ્રકૃતિ"

પ્રેમી હ્રદય

દિલમાં ઉમંગો ઉછળ્યા કરે છે ,
પામવા તેની ચાહના ,
છુપી રહેલા અહેસાસ તેના નામના,
છલકી રહ્યા છે તરંગો પ્રેમના ,
ઉંમરને પણ સમણા,
છલકતી આ યુવાનીના ,
હવેતો ,ટાઢ,તડકો, ને આ વરસાદી
મોસમો પણ,
મારી આ તન્હાઈઓને છેડ્યા કરે છે ,
એ મારી જિંદગીના અજનબી જાદુગર,
પ્રેમના પ્રવાહમાં મને આમ તડપાવ્યા ના
કર ,
છુપાવી રાખેલા અહેસાશોને આમ
જગાડ્યા ના કર..

~ દિવ્યા ગજ્જર

ન કર ચિંતા એમ
તારા પ્રશ્નનો ઉત્તર
છે મારી પાસે
હું પણ
જીવું છું
એ ખંડેર જેવી જ જિંદગી
ને
મળ્યાં ને
વિખુટાં પડ્યાં
એ ક્ષણથી
હું પણ
આમ જ
તલશું છું તને
આવ
એ ખંડેરમાંથી
બહાર આવ
બાહો ફેલાવી
ઉભી છું...
જોતી રાહ તારી જ
આવ એકમેકમાં
સમાઈ
આપીએ હુંફ
ને ડુબી જઈએ
પ્રેમમાં એવાં
ન શોધી શકે કોઈ
આપણને
આ જીવનના
અંતિમ પડાવે.

~ લતા સોની "કાનુગા"



# ફાસ્ટટ્રેક ઇન્ટરવ્યુ

## નામ : અનંત રાઠોડ

જન્મ તારીખ : ૧૨ ડીસેમ્બર ૧૯૯૩

જન્મ સ્થળ : હિમ્મતનગર, (વતનઃ ઈડર)

ઉછેર : ઈડર, અને પછી હિમ્મતનગરમા

શિક્ષણ : B.Sc (રસાયણશાસ્ત્ર)

લેખન સિવાય : વાંચવુ, ફરવુ ને ચા પીવી

સવાલ ૧ : આપના જીવન વિષે ટુંકી માહીતી

જવાબ - હિમ્મતનગરમા જન્મ, પ્રાથમીક શાળાનુ શિક્ષણ ઈડરમા, ત્યાર બાદનુ શાળાનુ તમામ શિક્ષણ હિમ્મતનગરની શ્રી હિમ્મત હાઈસ્કૂલમાંથી લીધુ. અમદાવાદની એમ. જી. સાયન્સ ઈન્સ્ટિટ્યૂટ માથી બી.એસ.સી. (રસાયણશાસ્ત્ર). મારા માનસિક ઘડતરમા હિમ્મતનગરનો ખૂબ જ મહત્વનો ફાળો રહ્યો છે.

સવાલ ૨ : ગઝલ જ શા માટે લખો છો? અથવા અન્ય પદ્ય પણ આપ લખો જ છો ને..

જવાબ - પ્રશ્ન 'કવિતા શા માટે લખો છો' એમ હોવો જોઈએ?

કવિતા મારી આંતરીક જરુરીયાત છે. તે મેં નાછૂટકે જ લખેલી છે.

બીજી વાત, મારી અત્યારની આંતરીક જરૂરીયાતો પૂરી કરવા માટે મને કવિતા જ પોષાય એવી છે. જ્યારે મને કવિતા કરતા પણ સારો અને સસ્તો વિકલ્પ મળી જશે ત્યારે હું હંમેશ માટે કવિતા છોડી દઈશ.

જોકે, આજથી પાંચ વર્ષ પછી મારો ગઝલસંગ્રહ આપવાની ઈચ્છા છે. નામ છે: **'चिरात खलूपरता'**

સવાલ ૩ : કવિતામાં પણ ફક્ત ગઝલ જ કેમ લખો છો? એના પાછળ છંદ વિશે આપની કોઈ દ્રઢ માન્યતા જવાબદાર છે.

જવાબ - કવિતામા ફક્ત ગઝલ જ લખુ છું તેની પાછળનુ કારણ તેનું બંધારણ છે. પહેલુ તો એ કે, મારી પાસે રદિફ અને કાફિયા આવી ગયા બાદ મારે ક્યાથી શરુ કરવુ અને ક્યા અટકવુ તેનો મને ખ્યાલ આવી જાય છે. બીજા કાવ્ય સ્વરૂપોમા આવી વ્યવસ્થા નથી.
બીજુ એ કે, ગઝલના છંદ સ્થિતિસ્થાપક (flexible) છે. આથી મારી વાત હું એમા વધારે સહેલાઈથી મૂકી શકુ છુ અને એમા કાવ્યની નૈસર્ગિકતાને પણ હાનિ પહોચતી નથી.

સવાલ ૪ : ગમતા શોખ વિષે જરાક માહીતી આપશો તો વાંચકોને ગમશે...
જવાબ - વાંચવુ અને અભ્યાસ કરવો મારા ગમતા શોખ છે. તેમા પણ 'સૈધાંતીક વિવેચન' (Theoretical Criticism) વાંચવુ મને વધારે ગમે. આ શિવાય અંગ્રેજી વિકિપિડિયા પર ગુજરાતી સાહિત્ય ના પાનાઓ પર કામ કરૂ છુ જ્યારે ફ્રી હોઉં છુ ત્યારે. એ શિવાય ચા પીવી અને મોટા સાહિત્યકારોની મજાક કરવી ગમે.

સવાલ ૫ : ગમતી ફીલ્મ ના નામ અને કઇ દ્રષ્ટિએ એ આપને ગમે છે
જવાબ - શંકર અને કમલ હાસનની બધી જ ફિલ્મો મને ગમે.
પણ સૌથી વધુ ગમતી ફિલ્મોઃ શંકરની 'અન્નિયાન (અપરિચીત)' અને કમલ હાસનની 'વિશ્વરૂપમ'.

સવાલ ૬ : લખવાની શરુઆત કેવી રીતે કરી? કોઈ પીઠબળ કે પછી આ જુનુન અંદરથી જ આવ્યું...?
જવાબ - સાહિત્યના સંસ્કાર તો મારા પિતાજી તરફથી જ મળેલા. તેઓ પન્નાલાલ પટેલ, મેઘાણી, ધૂમકેતુ, કલાપી અને મરિઝ વાંચતા ત્યારે હું પણ તે વાંચી લેતો. ધોરણ ૧૦ સુધીમા આ બધુ કોઈ પણ સમજણ વગર વંચાઈ ગયેલુ. આ વાંચનના લીધે જ મારા હિમ્મતનગરની લાઈબ્રેરિમા જવાનુ થયેલુ અને ત્યા મેગેઝિનમા પ્રગટ થતી ગઝલો વાંચતો તેના સંસ્કાર મારા માનસ પર પડેલા. આ સંસ્કાર જ કદાચ ગઝલ લખવામા કારણરૂપ બન્યા હશે. કવિતાઓ ધોરણ ૮ થી લખવાની ચાલુ કરી. ત્યાર બાદ ધોરણ ૧૦ મા 'ગુજરાતી વિશ્વકોષ' અને 'ગુજરાતી સાહિત્યકોષ' માથી ગઝલના છંદો વિશે માહિતી મળી અને પહેલી છંદોબદ્ધ ગઝલ ધોરણ ૧૦ મા લખી. કોલેજમા આવ્યા બાદ સાચી કવિતાનો પરિચય થયો. 'બુધ સભા, અમદાવઆદ' મા જોડાયા બાદ મારી સમજ વધુ વિસ્તૃત થઈ. હજુ પણ શીખુ છુ.

સવાલ ૭ : તમને ગમતા ૩ પુસ્તકો નામ આપી અને કેમ ગમે છે એ વિશે માહિતી આપશો...?
જવાબ - (1) ઈમ્માન્યુએલ કાન્ટનુ 'ક્રિટિક ઑફ પ્યોર રીઝન'

(2) ઈમ્માન્યુએલ કાન્ટનુ 'ક્રિટિક ઑફ પ્રેક્ટિકલ રીઝન'

(3) ઈમ્માન્યુએલ કાન્ટનુ 'ક્રિટિક ઑફ જજમેન્ટ'

આ પુસ્તકો મને ગમે છે કારણ કે તેમા , આ વિશ્વના પદાર્થોના 'હોવા' વિશેનુ તત્વજ્ઞાન, અને તે પદાર્થો વિશે મનુષ્યના જ્ઞાનની વિસ્તૃત અને તાર્કિક છણાવટ કરવામા આવી છે. મનુષ્ય પોતાની સંવેદનશક્તિ અને વિચારશક્તિ દ્વારા અનુભવગમ્ય જગતનુ જે જ્ઞાન મેળવે છે તેની તથા તે વિશેની મર્યાદઓ અને તેના કારણોની અહિં વિચારણા છે.

સવાલ ૮ : આજકાલ કવિતા માં થતી ઉઠાંતરી વિષે આપનું શું કહેવુ છે...?

જવાબ - કશો ફરક નથી પડતો. આપણે બધી કવિતા જ્યાં સુધી શક્ય હોય ત્યા સુધી કવિના નામ સાથે જ મુકવી. એટલુ પૂરતું છે.

સવાલ ૯ : છંદ અને અછાંદસ આ બંનેમાં કેટલી હદે સામ્ય હોય છે...? આપના મત દર્શાવો...

જવાબ - છંદ અને અછાંદસ બધુ સરખું છે મારા મતે તો (ટેક્નીકલી નહિ પણ તાર્કિક રીતે). મૂળ વસ્તુ તો કવિતા છે, કે જેમાં મથામણ કરવી પડે છે. છંદ કંઈ આપણને કવિતા નથી બનાવી આપતો. છંદ ફક્ત કાવ્યને શક્તિ પૂરી પાડે છે, બીજુ કંઇ નહિ.

સવાલ ૧૦ : કાવ્યગોષ્ઠિ ટિમ વિશે આપના વિચારો જણાવો..

જવાબ - આ રીતે ઈ-મેગેઝિન ચલાવવુ તે ખૂબ મુશ્કેલ અને ધીરજ માંગી લે તેવુ કામ છે. ઘણા મેગેઝિન ચાલુ થયા અને બંધ પણ થઈ ગયા. તમે રેગ્યુલર ચાલુ રાખો છો તેનો આણંદ અને હજુ પણ ચાલુ જ રહે તેવી શુભેચ્છા. મારા અને બીજા મિત્રોની કોઈ મદદ જોઈએ તો જણાવવું.

સવાલ ૧૧ : આપનો કોઈ સંદેશ જે આપ કાવ્યગોષ્ઠીના વાંચકોને આપવા માંગો છો.

જવાબ - સાહિત્યની સાચી સમજ તમને બધાને વરે તેવી શુભેચ્છાઓ. (જોકે સાહિત્યની સાચી સમજ તો મને પણ નથી)

**[ અપ્રત્યક્ષ સંવાદના અંશો – અનંત રાઠોડ અને સુલતાન સિંહ ‘જીવન’ ]**

## -: સંપર્કસુત્રો :-

અનંત રાઠોડ – gazal_world@yahoo.com

સુલતાન સિંહ – http://vichaarvrund.wordpress.com/










કાવ્યગોષ્ઠી ટૂંક જ સમયમાં એક નવા પ્રકારે આપની સામે રજુ થશે....